બી ગોરડીઆએ આ ઠરાવ રજુ કર્યો અને ગ. રામમોહનરાય જશવંતરાય દેશાઈએ તેને અનુમોદન આપ્યુ હતું.

નવમો ઠરાવ જ્ઞાતિઓને એકત્ર કરવા સંબંધી હતો. કેટલીક પેટા જ્ઞાતિઓ કન્યા અથવા વરની અછતને લીધે એકત્ર થવા માડી છે એ શુભ ચિહ્ન છે અને સુધારકોએ આ કાર્યમા બહુ આગ્રહ પૂર્વક પ્રયાસ કરવાની જરૂર છે. સમસ્ત હિન્દુ જાતિ એક જ કોમ તરીકે એકત્ર થાય તે માટે જૂદી જૂદી ન્યાતો વચ્ચેનો લગ્ન સબંધ કાયદેસર ઠરાવવાની જરૂર છે. આ માટે સરકારની સહાયતાની જરૂર છે, એ મતલબનો ઠરાવ હતો. પ્રોફેસર આનન્દશંકર બાપુભાઇ ધ્રુવે આ ઠરાવ રજુ કર્યો અને દા. હરિપ્રસાદ વ્રજરાય તથા ગ હરિપ્રસાદ પીતાબરદાસે એને અનુમોદન આપ્યુ. છેક પ્રાચીન સમયથી પુરાણ કાળ સુધીમા સમસ્ત હિંદુસમાજમા જ્ઞાતિઓના પેટા વિભાગ નહોતા અને જ્ઞાતિ ભેદ રાખવાની જરૂર નથી એમ બહુ સબળ રીતે ઐતિહાસિક દિગ્દર્શન કરાવી ગ આનન્દશકરે સાબીત કર્યું જુદી જુદી ન્યાતોથી વરકન્યાના યોગ્ય જોડા મેળવવામા પડતી મુશ્કેલી સર્વ કોઈને વિદિત છે. ગુણ કર્માનુસાર નહિ પણ જન્મ પ્રમાણે જ્ઞાતિભેદ શાસ્ત્રથી અને બુદ્ધિથી વિરુદ્ધ છે, જ્ઞાતિભેદથી કુસપ વધે છે હાલના જમાનામા બીજી સુધરેલી પ્રજાઓની હરિફાઈમા જ્ઞાતિભેદ આપણી પ્રગતિમા વિઘ્ન કર્તા છે એ સર્વ વિદિત છતા અને જ્ઞાતિભેદ તોડયા સિવાય સુધારાનુ એક પણ મુખ્ય કાર્ય થઇ શકે એવુ નથી એમ જાણ્યા છતા હજી એ બન્ધન તોડવા માટે બહુ ઓછા માણસો તૈયાર છે એ શોચનીય છે નામદાર સરકાર જુદી જુદી ન્યાતોના લગ્ન સબધ કાયદેસર ઠરાવે તો આ કાર્યમા ઘણી સરળતા થાય એ નક્કી છે.

દશમો ઠરાવ બસુબિલ સબધી હતો. નામદાર સરકારે પ્રજાના અમુક ભાગની વિરદ્ધતાને લીધે બાબુ ભૂપેન્દ્રનાથનુ લગ્નના કાયદામા સુધારો કરવાનુ બિલ ન મજુર કર્યું તે માટે દિલગીરી દર્શાવી

હિન્દુસ્તાનની સર્વ કોમોમા પરસ્પર લગ્ન કરવાની સરલતા કરી આપનારા કાયદામા ફેરફાર કરવાની વિનન્તિ કરવાનો આ ઠરાવ હતો. "સિવિલ મેરેજ લૉ." હાલ છે તે પ્રમાણે જુદી જુદી કોમ વચ્ચેના લગ્ન કરનાર સ્ત્રી પુરુષને તે લગ્ન કાયદેસર ગણાવા માટે રજીસ્ટર કરાવવું પડે છે અને તે વખતે 'અમે હિન્દુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તિ, યહુદી અગર હિન્દુસ્તાનના કોઈ પણ પ્રચલિત ધર્મના નથી' એવી પ્રતિજ્ઞા કરવી પડે છે. પોતાના ધર્મના સર્વ ફરમાન માન્ય હોવા છતા, ગમે તે કોમમા પરસ્પર લગ્ન વ્યવહાર કરવાની સ્વતત્રતા હોવી જોઇએ એવો મત ધરાવનાર પાસે ઉપર જણાવેલી પ્રતિજ્ઞા કરાવવી એ અયોગ્ય જ છે, કારણ કે એવા લગ્ન કરનાર સર્વ રીતે પોતપોતાના ધર્મને અનુસરનારા હોય છે. આ નવો ફેરફાર માત્ર અનુમતિ દર્શાવનારો છે તેથી લગ્ન કરવાની અનુકૂલતા વધે પરંતુ એવા લગ્ન ફરજીયાત થતા નથી. ધર્મ અને જ્ઞાતિઓને કાંઈ નુકસાન નથી. માત્ર વારસા માટે કાયદાની જે સરલતા જોઇએ તેટલા જ પુરતો આ ફેરફાર છે એ વાત હવે નવી કહેવાની નથી. પરન્તુ આ સમ્બધે લોકોમા હજી ઘણી ગેરસમજુત ચાલે છે. સરકારે એક વખત આ બિલ ના મંજુર કર્યું તેથી સુધારકોએ નિરાશ ન થતા પોતાનો પ્રયત્ન જારી રાખવાની જરૂર છે. વડોદરા રાજ્યના મિ. એસ. વી. મુકરજીએ આ ઠરાવ રજુ કર્યો અને રા. માણલાલ ફીરપારામ દેશાઈ તથા રા. ગટુલાલ ગોપીલાલ ધ્રુવે તેને અનુમોદન આપ્યુ.

અગીઆરમો ઠરાવ અસ્પૃશ્ય વર્ગોની ઉન્નતિને અર્થે પ્રયાસ કરવા સમ્બન્ધી હતો. હિન્દુસ્તાનની વસ્તીનો છઠ્ઠો ભાગ એટલે પાચ કરોડ માણસ પશુ કરતા પણ અધમ સ્થિતિમા–સામાજિક બહિષ્કારને લીધે–છે એ દેશને કલંકરૂપ છે. માનવ બન્ધુઓના એટલા મ્હોટા સમૂહને આપણે સ્પર્શ કરતા પણ ભ્રષ્ટ થઇએ, તેમને માનસિક અધમતામા પડયા રહેવા દઈએ એ આપણી કેળવણીને

લાંછન લગાડનારું છે. મુંબઈમાં, પૂનામાં મદ્રાસ હૈદ્રાબાદમાં વગેરે સ્થળોમાં ડિપ્રેસ્ડ ક્લાસ મિશન તરફથી આ બાબતમાં સારો પ્રયત્ન કરવામાં આવે છે. પરન્તુ એ વર્ગ તરફની ઘૃણા અને છીટ દૂર કરી તેમને કેળવણી વગેરેના સાધનોની સગવડ કરી આપવાની આપણી સર્વની ફરજ છે. રા. ગો. કૃ. દેવધરે આ ઠરાવ રજુ કર્યો અને રા. રાજારામ લક્ષ્મણે તેને ટેકો આપ્યો.

બારમો ઠરાવ પરદેશગમન સંબંધી હતો. ઈંગ્લાંડ વગેરે સ્થળોએ જઈ આવનાર તરફ ન્યાતોનો જુલમ હવે ઘણો ઓછો થતો જાય છે અને તેથી એ દેશોમાં જનારની સંખ્યામાં દરવર્ષે વધારો થતો જાય છે પરંતુ ન્યાતોએ પરદેશ જઈ આવેલા માણસોને કાંઈ પણ પ્રાયશ્ચિત અથવા દંડ વગર પાછા ન્યાતમાં દાખલ કરવાની ઉદારતા બતાવવાનો હવે વખત આવ્યો છે. રા. રા. શિવભાઈ બાપુભાઈએ આ ઠરાવ રજુ કર્યો અને રા. રા. એ. આર. મહાડીકે તેને ટેકો આપ્યો.

તેરમો ઠરાવ ગૃહની અને સામાજિક વિશુદ્ધિનું ધોરણ ઉન્નત કરવા સંબંધી હતો. આ કાર્ય માટે મુંબાઈના હોલિકા સમ્મેલન તથા અહીંના વસંત સમ્મેલન જેવી સંસ્થાઓ, નાચની વિરુદ્ધ સંસ્થાઓ વગેરે પ્રયાસની વિશેષ જરૂર છે. કુટુંબની અને સમાજની નૈતિક શુદ્ધિ માટે આ સર્વ પ્રયત્નો થોડા વખતમાં ઘણા લોકપ્રિય થયા છે અને તેમને મદદ કરવાની આપણી સર્વની ફરજ છે. રા. સત્યેન્દ્રરાવ ભીમરાવે આ દરખાસ્ત રજુ કરી અને રા. તુલસીદાસ. જે. પરીખે તેને અનુમતિ આપી.

ચૌદમો ઠરાવ મદ્ય અને બીજા માદક પદાર્થોના નિષેધ વિશે હતો. જુદા જુદા ટેમ્પરન્સ એસોસીએશન તરફથી આ કાર્યમાં સ્તુત્ય પ્રયત્ન થાય છે તેને પરિષદની સહાનુભૂતિ દર્શાવનારો આ ઠરાવ ડા. જોસફ બેન્જામિને રજુ કર્યો અને રા. રા. ઠગાર અમૃતલાલ સૈયદે ટેકો આપ્યો.

પંદરમો ઠરાવ એક પત્નીવ્રતની ભાવનાની ઇષ્ટતા અને એક સ્ત્રીની હયાતીમાં બીજી સ્ત્રી કરવા સ્હામે તિરસ્કાર દર્શાવનારો હતો કેળવાયલા વર્ગમાં એક પત્નીવ્રતની ભાવના સબળ થતી જાય છે અને ન્યાતોની પરવાનગી છતાં એક સ્ત્રીની હયાતીમાં બીજી સ્ત્રી કરવાનો રિવાજ ધીમે ધીમે નાબુદ થતો જાય છે. રા. ગિરજાશંકર ત્રિવેદીએ આ દરખાસ્ત રજુ કરી અને રા. દુર્લભરામ જેષ્ઠારામ ભટ્ટે તેને ટેકો આપ્યો

સોળમો ઠરાવ પડદાનો રિવાજ, કન્યાવિક્રય, વૃદ્ધ પુરુષો સાથે ન્હાની ઉમરની કન્યાના લગ્ન, લગ્ન અને મરણ પ્રસંગે હદઉપરાન્ત ખર્ચ, રોવાકુટવાનો નિર્લજ રિવાજ અને વિધવાઓનું બલાત્કારે કેશવપન વગેરે અનિષ્ટ અને હાનિકારક રિવાજો સમ્બન્ધી હતો. આ સર્વ રિવાજોમાં ધીમે ધીમે કેટલીક ન્યાતોમાં સુધારો થતો જાય છે. પરન્તુ એ રિવાજો તદ્દન નાબુદ થવાની જરૂર છે. ગ રા કૃષ્ણરાવ ભોળાનાથ દીવેટીઆએ આ ઠરાવ રજુ કર્યો અને રા. હીરાલાલ વિહારીદાસ રાવળે તેને અનુમોદન આપ્યુ.

છેલ્લા બે ઠરાવ પરિષદ્‌ના કાર્યવાહકો તથા પ્રેમાભાઇ હાલની કમિટિનો અને પ્રમુખનો ઉપકાર માનવાને લગતા હતા.

આ પ્રમાણે સમાજસુધારણાના સર્વ અગત્યના પ્રશ્નો વિષે ચર્ચા તથા ઠરાવ કરી સ્હાંજે સ્હાડાપાચ વાગે પરિષદ્ વિસર્જન થઈ હતી. અમદાવાદના કેળવાયલા વર્ગે, ખાસ કરીને યુવકોએ આ પરિષદ્‌માં ઘણો ઉત્સાહ બતાવ્યો હતો. વનિતાવિશ્રામની તથા અન્ય સન્નારીઓની સારી સખ્યા હાજર હતી એકંદરે પરિષદ્‌નું કામ ઘણા ઉત્સાહથી, શાન્તિથી અને ઇશ્વરકૃપાથી નિર્વિઘ્ને પરિપૂર્ણ થયુ

સમાજસુધારણાના પ્રશ્નોના દષ્ટિબિન્દુમાં છેલ્લા પાચ સાત વર્ષોમાં કેટલોક ઇષ્ટ ફેરફાર જોવામાં આવે છે. સમાજસુધારણા સાથે જનસમાજની સેવાનુ નવુ અગ ઉમેરાયુ છે. આપણા દેશમા ઔદ્યો-

ત્રિક ફેરફારને લીધે કારીગર અને મજુર વર્ગના કેટલાક સંકટોના નિવારણનો પ્રશ્ન પ્રજા સમક્ષ મોખરે આવતો જાય છે તે ઉપરાંત અનાથ અને રોગી સ્ત્રીપુરુષોને સાહાય્ય આપવાના કામ તરફ પણ લોકોની પારમાર્થિક વૃત્તિ દોરાય છે. મુબાઇમા સોશીયલ સર્વીસ લીગ આવાજ ઉદ્દેશથી સ્થાપવામા આવ્યુ છે. દેશની સામાન્ય જાગૃતિનું આ સુચિહ્ન છે અર્વાચીન સુધારાના કેટલાક દોષો છે છે પરન્તુ નિર્ધન અને નિરાધાર મનુષ્યોની ઉન્નતિના માર્ગ માટે શ્રીમન્ત અને કેળવાયલા વર્ગ તરફથી જુદી જુદી દિશામા સતત પ્રયત્ન કરતી અનેક સંસ્થાઓ પણ અર્વાચીન જમાનામા જ સ્થાપવામા આવે છે અને જનસમાજની સેવાની આ ભાવના હાલના સુધારાનુ મુખ્ય લક્ષણ છે. મનુષ્યમાત્રને માનસિક, શારીરિક, નૈતિક અને ધાર્મિક સર્વ પ્રકારે ઉન્નતિ કરવા માટે યોગ્ય અનુકૂળતા મળવી જોઇએ–યોગ્ય અનુકૂળતા મેળવવાનો સર્વ કોઇનો સરખો હક છે–એ ભાવના આપણા દેશમા પશ્ચિમના દેશોમાથી ધીમે ધીમે ફેલાતી જાય છે. આ સર્વ ભાવનાને અનુકૂળ થાય એવી સંસ્થાઓ, આપણા દેશની હાલની જરૂરીયાતો તરફ લક્ષ રાખીને સ્થાપવાના પ્રયાસ વધારેને વધારે થવાની જરૂર છે. સમારસુધારાના મંડળોએ પણ હવે પોતાના કાર્યક્ષેત્ર વિશાળ કરવાની જરૂર છે. સંસારને બદલે સમાજસુધારણાનું લક્ષ્ય રાખવાની જરૂર છે અને સાંસારિક રિવાજોમા મતભેદ હોવા છતા સમાજની સેવાના અર્થે પ્રયત્ન કરતા સર્વ મનુષ્યો અને સંસ્થાઓએ એકત્રિત થઇ કાર્ય કરવાનો વખત આવી લાગ્યો છે. અમે આશા રાખીએ છીએ કે સંસારસુધારકો આ તરફ પોતાનુ લક્ષ દોરશે અને માત્ર દરવર્ષે પરિષદ્ ભરીને નહિ પણ હમેશ જાગ્રત પ્રયત્ન કરી સમાજસુધારણાના કાર્યમા પરિષદ્મા બતાવ્યો હતો તેવો જ ઉત્સાહ સતત બતાવશે.

